સતગુરૂ મોક્ષમંદીર, અમદાવાદ.

આ શ્રી વિદ્યાનંદજી મહારાજ પાસે ગવાતા ભજન.

# લવાર ભક્તના પ્રસિદ્ધ

કરેલા

# ભજનની ત્રીજી ચોપડી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

પંચાલ ઉર્ફે લવાર પરસોતમદાસ બુલાખીદાસ.

ઠે. રાયપુર ભાઉની પોળ સામે, અમદાવાદ.

આવૃત્તિ પાંચ: સંવત ૧૯૮૫ પ્રત ૨૦૦૦

કીંમત રૂ. ૦-૧-૦

સદ્ગુરૂ મોક્ષમંદીર, અમદાવાદ,

# લવાર ભકતના પ્રસિદ્ધ કરેલા ભજનની ત્રીજી ચોપડી.



કોઈ પણ માણુસોએ ચોપડીઓ મંગાવવી હોય તો પચીસ ચોપડીઓથી ઓછી મોકલવામાં નહી આવે. જેને ઓછી મંગાવવી હોય તેમણે ગામ ડાકોરમાંથી મંગાવી લેવી અથવા અમદાવાદમાંથી મંગાવવી. ઘણા માણુસો ડાકોરમાં આવે છે. અથવા અમદાવાદમાં કોઇ આવતું હોય તેની પાસે મંગાવવી. પણ થોડી ચોપડીઓ માટે વી. પી. કરીશું નહી. કારણ કે આ મારો કંઇ વેપાર નથી. જવાબ મંગાવવો હોય તો ડબલ કયાર્ડ લખવો તો જવાબ મોકલીશું કારણકે અમારે ઘર આગળ જાજુ રહેવાનું થતું નથી. કદાપી કોઇ બોલાવે તો ત્યાં ભજન શીખવવા જવું પડે છે. જેને જરૂર હોય તેમણે બોલાવસો તો આવીસુ ફક્ત ભાડાના પઇસા આપવા પડશે એ સીવાય અમારે કોઈની પઇ લેવાય નહી. અમે તો લવાર છીએ.



# અનુક્રમણિકા.


| ભજન. | પાનું. |
| --- | --- |
| જયશ્રીકૃષ્ણ સઉ હરીજન. | ૪ |
| અત્રે આવો પધારો | ૫ |
| ગોવીંદા ગુણ ગાઇસો ... | ૫ |
| જનમ ધરી જુમનાજીમાં. | ૬ |
| તાળી પાડીને રામનામ | ૭ |
| ઘેલા પ્રાણીરે ગોવીંદના ... | ૭ |
| નંદકુંવર તારૂ નામ સાંભ૦ | ૮ |
| કરીઆ કરીઆ કામણ અ૦ | ૮ |
| મુનશ્યાદેહનુ ટાણુરે ... | ૯ |
| હાટડીઓમાં કેમ રહે ... | ૧૦ |
| એની વ્રજમાં વાતો એવી | ૧૧ |
| મથુરામાં હરીને જાવા ... | ૧૧ |
| જીવલડા આજ કે કાલ જાવુ | ૧૨ |
| વાલા તમારૂ મુખડુ ... | ૧૩ |
| જુમનામાં કુદ પડ્યો ... | ૧૩ |
| શીતાના સ્વામી તમારો ... | ૧૪ |
| તમે હલકે ગાડી હાંકો. | ૧૪ |
| કયા પાનીમે મલમલ નાહાવે | ૧૫ |
| ધન એકાદશી... ... | ૧૬ |
| માથે કોપી રહ્યો છે કાળ | ૧૭ |
| ગોકળીઉ છોડુ ગામડી૦... | ૧૭ |
| જો તુ પુરાણ પઢેરે અઢાર. | ૧૮ |
| રાધે ગોવીંદા રાધે જય૦... | ૨૦ |
| નહીરે વીશારૂ હરી અંત૦ | ૨૧ |
| કાનુડો ન જાણે મારી પ્રીત. | ૨૧ |
| આનંદસાગર ઉલટયોરે | ૨૨ |
| મુજે દે દરસન ગીરધારી. | ૨૪ |
| દીનાનાથ દયાળ નટવર... | ૨૪ |
| તારા મનમાં જાગે તે મર૦ | ૨૫ |
| વાલો પ્રેમને વશ થયા રાજી. | ૨૬ |
| દેખો એ કાયાકી રેલ રેલશે | ૨૬ |
| હરી વસે હરીના જનમાં. | ૨૭ |
| પ્યારા ગોવીંદ ગુણ ગા૦ | ૨૮ |
| દેખો સખી વંદ્રાવનકી કું૦ | ૨૮ |
| ના વીસારસોરે રૂડા રૂડી૦ | ૨૮ |
| હરીવેણ વાય છે રે હો વન | ૨૯ |
| તેરી સરણમે આયકે પીર. | ૩૦ |
| ગાફીલ તુ સોચ મનમાં ... | ૩૦ |
| રામ રતન ધનપાયો / આવ્યા શ્રી ગોકુળ તાળવા | ૩૧ |
| તમે સાચુ બોલેને મારા | ૨૩ |

# આ ફોટો લવાર ભક્તનો છે.



આ ફોટો ચોપડીઓવાળા લવાર ભક્તનો છે. તે અજાણ્યા માણસને ભજનનો રાગ ના બેસતો હોય તેને ઓળખાણુ માટે મુકયો. અથવા ઘણા માણસો મને માહાતમા અથવા બ્રાહ્મણ જાણીને મને પગે લાગતા હતા તેથી મુકયો છે. પણ હું તો સર્વનો દાસ છું. આ ચોપડીઓમાં કાંઈ ભુલ હોય તેની માફી માગું છું.

### ભજન ૧.

જય શ્રી કૃષ્ણ સઉ હરીજનનેરે,
ડંડ પ્રણામ મારા પ્રાણ જીવનેરે. જય
ગુરૂજીને પાએ શીશ નામુરે;
ગણેસ સારદાને પાએ પ્રણામુરે. જય
જે થકી આજ કૃતાર્થ થઈએરે;
ભજન કરી ભવપાર ઉતરીએ રે. જય
ભજનમાં આવો તો બોલજો ગાજીરે;
બોલશો ગાજી તો રામ થાશે રાજીરે. જય
સંત સભા દેખી મન થયાં આનંદરે;
દાસ વીસો કહે ધન્ય આજનો દીનરે. જય

## ભજન ૨.

અત્ર આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ
અમ અંતરનું સ્વાગત સ્વિકારવા વળી અંતરના ભાવને વધારવા
આપ આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ
અમ દીનતણી અરજ સ્વીકારશો, વીમળ ચીતે હૃદયમાં ઉતારશો
પછી હેતેથી આપ પધારો મેમાન૦ અંતરના વહાલે વધાવીએ
નમળે કલગી કે હાર અમદીનના,નમળે ગુલાબ ગોટા મહામુલના,
માત્ર હૈયાના આવે ઉમરકા જે આજ અંતરના વહાલે વધાવીએ
અત્ર આવો પધારો અમોલા મેમાન અંતરના વહાલે વધાવીએ.

## ભજન ૩.

ગોવીંદા ગુણ ગાઈ લ્યો મન ઘેલા.
તમે થાઓને વહેલા વહેલા,
હરીગુણ ગાઇ લ્યો પરથમ પહેલા રે, ગોવીંદા૦
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂસો ખોટો
જુગમાં હરી જસ છે મોટો રે, ગોવીંદા૦
મન તું મારૂં મારૂં કરતો, સગા સંબંધી સાથે લડતો.
તું તો હીંડે છે રણમાં રડવડતો રે, ગોવીંદા૦
જીવ તારા માતપીતાને ભ્રાત, તારી કોઇ નહિ આવે સાથ
તારે જાવું એકલા વાટ રે, ગોવીંદા૦
જીવતારે અવર તણી શી આશ, વેશ ઘણા ને થોડી રાત.
ક્ષણમાં થઇ જાસે પરભાત રે, ગોવીંદા૦
એવી વૈષ્ણવ જનની રીત, કરીએ શામળીયા શું પ્રીતરે,
ગોવીંદા૦

## ભજન ૪.

જન્મ ધરી જુમનાજીમાં નહીએ પાપમુકી સેજે પાવન થઇએ
જમુનાજીતો જમની પાસેરે આવ્યાં બેની કહી બંધવે બોલાવ્યાં
જમરાજા જોર તમારૂરે ઝાઝુ, માટે તારી પાસે હું પસલી માંગુ
માગો માગો બેની આલુ વચન, તારા ઉપર હુંરે થયો પરસન
માગુ માગુ મુજ જળમાં જે કોઇ નાહ્ય, તેને કદીતારૂ તેડુ નવથાય
તારે હસી બોલ્યા જમરાજા વાણી, તારૂ ભઇ બીજે અડે જેને પાણી
ઘણો પાપી હોયતો નારે બોલાવું, તેને ઘેર મારે કદીએના જાવું
ચાલો સખી જસોદાને મંદીર જઇએ, જસોદાને ઘાંટો કાઢી આપણે કહીએ
જસોદામા ઝાઝુ શું કહીએ તમને, હરીના ગુણ ગાતા તો પાવન થઇએ
એટલામાં ઓચીતો અલબેલો આવ્યા, લેરે ગોપી લેરીયું સારૂ લાવ્યા
એટલામાં ગોપીના સ્વામીએ મારી, સામા ઉભા રહીને વાલે વગાડી તાળી
ગોપી તારા આજે ભુલાવું હું ચાળા દાસના દેવે તરત ગણ્યા અગીઆરા
ધન જેણે વ્રજમાં પુર્યાવાસ કરજોડી કહે છે માધવદાસ

### ભજન ૫.

તાળી પાડીને રામનામ બોલજો રે,
તારે અંતરના પડદા ખોલજોરે— તાળી૦
તાળી પાડતા જે સરમાય છે રે
તેને હીજડાનો અવતાર થાય છે રે— તાળી૦
જેમ ખેતરમાં દાણા થાય છે રે
તેને હુડા આવીને ખાય છે રે— તાળી૦
તાળી પાડે કે તરત ઊડી જાય છે રે,
આ દેહ રૂપી દાણા ખાય છે રે— તાળી૦
પાપ રૂપી પંખી પરમાણુ જોરે,
તેને તાળી પાડીને ઉડાડજો રે, તાળી૦
નીત્ય પ્રીતે હરી ગુણ ગાય છે રે,
ચૌદ લોકનો નાથ ખુશી થાય છે રે— તાળી૦

---

### ભજન ૬.

ઘેલા પ્રાણી રે ગોવીંદના ગુણ ગાને.
ઘેલપણુ મુકીને ગુણવંત ઉદ્ધાર કરવા ધાને, ઘેલા૦
ભજન કરતા ભંગ પડાવે તેવાથી દુર થાને, ઘેલા૦
અન્ય દેવની આશા મુકી પાલવ પ્રભુનો સાને ઘેલા૦
પરનારીના સંગી કેરી, સંગતથી દુર થાને ઘેલા૦
રઘુનાથના સ્વામીને ભજવા સત્સંગતમાં જાને ઘેલા૦

---

## ભજન ૭.

નંદકુંવર તારૂં નામ સાંભળી આશા ભર્યા અમે આવ્યારે
વાલા આશા ભર્યા અમે આવ્યારે;
વનમાં વેણુ વગાડી રશીયા૦ સા અર્થે તેડાવ્યારે નંદકુવર૦
ગૌ દોવંતા દુણીરે ભુલ્યાં૦ વાછરડા ધવરાવ્યા રે, નંદકુવર૦
વાજંતા વલોણા મેલ્યા૦ છાછરમાં ઘીઈ તાવ્યારે. નંદકુંવર૦
મહીયરની મરજાદા મેલી, સાસરીમાં સમજાવ્યારે, નંદકુંવર૦
રણછોડના સ્વામી સુંદીરવર, દાસે ગુણ તમારા ગાયારે,
નંદકુંવર૦

---

## ભજન ૮.

કરીયા કરીયાં કામણ અમને કાંઇ કંઇ કંઈ.
કાનુડે અમને કરીયા કામણ કંઈ કઇ, ટેક૦
જ્યારે જોવું ત્યાં વાલો નજરે નીહાળું.
વાલા વીના તો બીજું નહી નહી નહી, કાનુડે૦
ઘરમાં ને બાહાર મુને ઘડીએ નવ ગોઠે.
ઘેલુડી બની હું તો ગઇ ગઇ, કાનુડે૦
પ્રેમ કુવામાં ફાંસી વરતજ વાઢી.
દીલથી દીલાસા અમને દઈ દઇ દઈ, કાનુડે૦
અમીધર ઉરમાં હશી વશીને,
છબી તો છબીલાની રહી રહી, કાનુડે૦

---

## ભજન ૯

મનુશ્યા દેહનુ ટાણું રે વાલીડા તમને નહી મળેરેજી,
મનખો તારો નહી આવે વારંવાર, ( ૨ )
હરી ભજવાનુ ટાણું રે ( ૨ ) વાલીડા તમને નહી મળેરેજી,
વાગોળ થઈ અવતરશો રે, ( ૨ ) ઉંધે મુસ્તક ઝુલશોરેજી,
ખાસો તમે ગોફણો કેરા માર. ( ૨ )
ગોફણોના મારો રે, વાલીડા તમને વાગસેરેજી, મુનસા૦
તમે બળદ થઇ અવતરશો રે, ( ૨ ) આડા ચીલા કાપસોરેજી,
ખાસો તમે પરૂણા કેરા માર. ( ૨ )
પરૂણાની આરોરે વાલીડા તમને વાગશેરેજી. મુનસા.
ઉંટ થઈ અવતરશો રે ( ૨ ) બોજા ઘણા ખેંચશોરેજી,
ખાસો તમે કાંટા કંટાળીના પાન ( ૨ )
કાટાને કંટાળી રે વાલીડા તમને વાગસેરેજી. મુનસા,
કુતરા થઇ અવતરસો રે ( ૨ ) પોળે પોળે ભસસો રેજી,
ખાસો તમે લાકડીયો કેરા માર. ( ૨ )
લાકડીયોના મારો રે વાલીડા તમને વાગસે રેજી, મુનશા.
ગધેડા થઈ અવતરશો રે ( ૨ ) પોળે પોળે ભુંકશો રેજી,
ખાસો તમે ડફણા કેરા માર ( ૨ )
ડફણા કેરા મારો રે વાલીડા તમને વાગસેરે રેજી, મુનસા.
ગુરૂના પરતાપે રે હરીજન બોલીયા રે,
મારા સંતોનો પ્રભુના ચરણમાં વાસ, મુનસા.

## ભજન ૧૦

હાટડીઓમાં કેમ રહેવાસે ભાઈ હવે મને રામની રજા થઈ,
રામની રજા થઈ કાચી કાયાને સુઝે નહી કાંઇ; હાટડી૦
બેસવા કારણ હાટડી કીધી ને ખુબ કીધી ચતુરાઇ
હુકમ આવ્યો ત્યારે હાલવું પડસે૦ મારી હાટડી સુની થઇ, હાટડી
ઉંચી મેડી ને અજબ જરૂખાં, તે પર રહેતા સહી,
સાહેબ કહેવાતા ને છત્ર ધરાવતા; તેવા નર ગયા કાંઇ વહી,
હાટડી૦
નવગ્રહ જેને ઢોલીએ બાંધ્યાને જરાએ મરણ નહી.
દશ મુસ્તકને વીસ ભુજાઓ તેવા રાવણ ગયા કઈ૦ હાટડી૦
સગા સંબંધી ને પૈસા ટકામાં, મમતા ન રાખો મહી.
કાળ આવી આપણને કયારે પકડશે, તેની કોઇને ખબર નહી,
હાટડી૦
આપણને મલ્યો મુનસાદેહ ભારી, હરી ભજન કરો ભાઈ.
મરણ વેળા કંઇ કામ નહી આવે, પળપળ ગોવીદ લોગઇ. હા.
ધર્મના કામમાં ઢીલ ન કરશો ને સ્વાર્થે જાશોમાં તણાઈ.
મીઠો કહે ગુરૂ પુરણ મળીયા, નામની નોબત થઇ, હાટડી૦

---

## ભજન ૧૧

એની વ્રજમાં વાતો એવી થાય છે રે,
મારો વાલો મથુરા જાય છે રે— એની૦
સર્વે વ્રજની સુંદરી ભેળી થઈ રે.
રથ રોકીને આડી ઉભી રહી રે, એની૦
રથ જોડીને અક્રૂર આવીયાં રે,
તમે શા શા સમાચાર લાવીયાં રે— એની૦
અમે મહેતા નરશીંઆના સાથમાં રે
અમે છીએ હરી તમારા હાથમાં રે, એની૦

---

## ભજન ૧૨

મથુરામાં હરીને જાવા નહી દઉં રે;
અબળાનુ મોહનજી માનો કહુ રે— મથુરા૦
જે કેહેશો તે સ્થીર કરી થાપશું રે,
કુબજાથી અધીક સુખ આપશું રે— મથુરા૦
એમ કહેતાં અમારાં કહયા નહી કરોરે,
અમને મારીને પછે ડગલા ભરોરે— મથુરા૦
સર્વે સુંદરીને સાથે તેડશું રે,
કહે પ્રેમલજી પછે રથ ખેડશું રે— મથુરા૦

---

## ભજન ૧૩.

જીવલડા આજ કે કાલે જાવું. ઉડીજાસે રાખ થઇ તન
આવું—જીવલ૦
પડયાં જાળે પંખી તે તો પકડાશે, કમળ ખીલ્યા તે તો
ખચીત કરમાશે.
જનમીયાં તે તો જરૂર મરી જાશે. જીવલ૦
ગયારે જેને ગાદીપતી ખર્ચ ગોથા. પડયા મુકી ચાલ્યા
પંડીત પોથા.
થયા પછે થોડે સડી સડી થોથા. જીવલ૦
ખમા ખમા કહેવાતા પઠતા આખડતા. ચતુરંગી જેની
પુઠે દળ ચઢતા.
જુવો એના નામ હવે નથી જડતા. જીવલડા૦
ગુણીજન જેની આગળ નીત્ય ગાતા, વળી દેશે વિદેશે
વખાણુતા.
તે તો ગયા કાળના પુરે તણાતા— જીવલ૦
નવા નવા પોશાક પહેરી નીકળતા, મોટા મોટા મહીપતીને
જઈ મળતા.
એવાં એવાં જેયા મસાણોમાં બળતા. જીવલડા૦
ફુલા કાને લટકાવી ફાંકડા ફરતા, ધમક ધમક ધરતી
ઉપર પગ ધરતા.
એવા દીઠા નજરે ઠાઠડીયોમાં ઠરતા. જીવલ૦
જેને ઘેર તંબાળુ તો ગાજે, વળી વાજા છતરીશ
રાગોના વાગે
રાજા એવા બળતા જેયા રૂશીરાજે— જીવલ૦

## ભજન ૧૪.

વાલા તમારૂં મુખડું કાંઇ ટાળશે મારા દુઃખ દરશન આપોને
જે જે શ્રીગોપાલ લાલજી મારી ભાગો વીયોગનીભુખ-દરશન
ઘડી ના ગોઠે નાથજી, હું દેખું સુનુ સર્વ, દરશન
આપ કૃપાયે શ્રીહરી, મને મલીયું પુરણ પદ, દરશન
જ્યારે જોવુ ત્યારે આપની પુરણ દેખું પ્રીત, દરશન
ખડકીએ જોવું તારે અડકીને ઉભા શેરીએ સામા શ્યામ, દરશન
બારીએ જોવું તારે બેઠલા પ્રભુ સુતા દેખુ સેજ, દરશન
જમવા બેસુ તો મારી જોડમાં પ્રભુ નીરખું એના એ, દરસન
અંત સમે ને હાલમાં મને ના વીસારસો નાથ, દરશન
ગઉ લોકમાં ને પરલોકમાં હું નીરખું એના એ, દરસન
મથુરા પતી વ્રજ લાડીલા તમે ભગતો તણા પ્રતીપાલ દરસન
ગોપાળ લાલજીને ગણીખમા તમે ગાયોના ગોવાળ, દરસન
દાસ વીશો કહે હું ગાઉ છું તમે ભક્તોના કીધા ઘણા કામ
દરસનવાલા

## ભજન ૧૫.

( બાનાની પત રાખ્ય-એ રાગ. )

જુમનામે કુદ પડગો, કનેયો તેરો જુમનામે કુદ પડયો. ટેક.
જુમનાજીકો કાલો કાલો પાણી. હેખત કછુ ન ડર્યો. કનેયો૦
પેસી પાતાળે કાળી નાગ નાથ્યો, ફેણ પર નૃત્ય કર્યો-કનેયો૦
નંદજસોદા ગોપ ગોપી સબ નીરખત નીર ઝર્યો- કનેયો૦
ટચલી આંગળીએ ગોવરધન તોળ્યો, ઇંદ્રકો માન હર્યો. ,,
મથુરામાં પ્રભુને જનમ લીયો હે, સુનકે કંસ ડર્યો- ,,
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરકો કારજ સર્યો ,,

### ભજન ૧૬.

સીતાના સ્વામી તમારો ભરૂસો મને ભારી.
રંકના ઉપર વાલો ચમર ઢોળાવે રે.
ભુપને કીધાં ભીખારી રે— સીતાના.
દેવળ ફેરવી ને વાલે દરશન દીધાં રે
કેવટીયો ઉતાર્યો પેલી પારે રે— સીતાના.
નખ વધારી વાલે હિરણ્યાકશ્યપ મારો રે
પ્રહલાદને લીધો ઉગારીરે— સીતાના.
પાંડવોની વાલે સહાયજ કીધીરે
લાખા ભુવનમાં મુકી બારીરે— સીતાના.
પેસી પાતાળે પ્રભુ કાળી નાગ નાથ્યોરે
શ્યામ થયાં છો મોરારી રે, સીતાના.
તાતી કઢાઇ તમે શીતળ કીધી રે
સુધનવાને લીધો ઉગારી રે. સીતાના.
ભલે મળ્યા મેંતા નરસઇના સ્વામી રે.
નામ ઉપર જાવું વારી રે— સીતાના.

---

### ભજન ૧૭

તમે હલકે ગાડી હાંકો તમે ધીરે ગાડી હાંકો મેરા રામ
ગાડીવાલા, મારા સદ્દગુરૂ ગાડીવાલા૦ મેરા રામ
ગાડી મારી અજબ રંગીલી ને બેલ જોડયા બે ચાર
હાકનવાલા છેલછબીલા બેઠન વાલા લાલરે—મેરા રામ ગાડી.

ગાડી છુટી રેતમેં ને મજલ પડયા હે દુર;
સાચા સદ્‌ગુરૂ જો મીલે તો, પહોંચાડે હજુર રે—મેરા રામ.
ઘોડા છુટયા સ્થાનસે ને પીછે પડયા પોકાર;
દશ દરવાજા બંધ કર્યા પણ નીકલી ગયો અસ્વારરે–મેરા રામ.
જંતર મારૂ જાજવું ને ટુટી ગયા સઉ તાર;
જંતર બીચારા કયા કરે રે, ગયો બજાવન હારરે–મેરા રામ.
ગંગા કીનારે ઘર કરો ને, નહાવો નીર્મળ નીર;
દંત વીના નવ પામીએરે, એમ કહી ગયા દાસ કબીરરે—
મેરા રામ.

---

## ભજન ૧૮

કયા પાનીમે મલમલ નાહાવે
મંયકી મેલ ઉતાર પીયારે— કયા પાની
હાડમાસકી દેહ બની હે
ઝરે સદા નવ દ્વાર પીયારે— કયા પાની
પાપ કર્મ તન કે નહી છોડે
કેસે હોય સુધાર પીયારે— કયા પાની
સતસંગત તીર્થ જળ નીરમલ
નીત્ય ઉઠ ગોતા માર પીયારે— કયા પાની
બ્રહ્મમાનંદ ભજન કર હરીકા
જો ચાહે નીરતાર પિયારે— કયા પાની

---

## ભજન ૧૯

ધન એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ.
મારે એકાદશીનું વૃત કરવું છે,
મારે ધ્યાન હરીનું ધરવું છે.
મારે વૈકુંઠમાં જઇ ઠરવું છે. ધન એકાદશી.
મારે એકાદશીનું વૃત સારૂ છે.
એતો પ્રાણજીવનને પ્યારૂં છે.
એતો વૈકુંઠમાં લઈ જનારૂં છે, ધન એકાદશી.
જે કોઇ બાર માસ કરે એકાદશી.
તેના અંતરમાં વસે અવીનાશી,
નહી કરે તે જાય હાથ ઘસી, ધન એકાદશી.
મારે ગંગા ઘાટે જાવું છે,
મારે જુમનાજીમાં નાવું છે.
મારે ભવસાગર તરી જાવું છે. ધન એકાદશી.
જેણે એકાદસીનાં વ્રત કીધાં છે,
તેના ચાર પદારથ સીધાં છે,
તેને પ્રભુએ પોતાના માની લીધા છે, ધન એકાદશી.
અમરીસે એ વ્રત કીધું છે,
દંડ દુરવાસાને દીધો છે.
રસ પ્રીતમ પ્રભુએ પીધો છે, ધનએકાદશી.

---

### ભજન ૨૦.

માથે કોપી રહ્યો છે કાળરે, ઉંઘ તને કેમ આવે,
પાણી પહેલી બાધી લેને પાળરે, ઉંઘ તને
નથી એક ઘડીનો નિરાધાર રે, ઉંઘ તને
આતો સુપના જેવો સંસાર રે, ઉંઘ તને
અલ્યા એળે ખોયો અવતાર રે, ઉંઘ તને
તારા માથે છે જમનો માર રે, ઉંઘ તને
તારા મનનું ધાર્યું થાશે ધુળ રે, ઉંઘ તને
ચાર તોલા છે મણમાં ભુલ રે. ઉંઘ તને
કરી અંચ્યો છે ગરભમા કોલ રે. ઉંઘ તને
થોલ આવેલું થાય છે કથોલરે, ઉંઘ તને
જોતા જોતામાં આસુશ્ય ખુટી જાય રે, ઉંઘ તને
તારા ડહાપણમાં લાગી લાહાયરે, ઉંઘ તને
કાંઠે આવેલું બુડશે ઝાઝ રે. ઉંઘ તને
તારે કાજે કહે છે રૂસીરાજ રે, ઉંઘ તને

### ભજન ૨૧.

ગોકળીયું છોટું ગામડીયું શા માટે ના આવે શામ,
શાસાટે ના આવે શામ, શામાટે નાત્રે શામ, ગોકુળીયું.
કુબજા છે નારી અતી કામણુગારી
તેણે તો વીશરાવી દીધા નંદજીના ગામ ગોકુળીયું.
મથુરાની અંદર મણી જડી મંદીર,
ધુળના ઢાંકેલા હવે શીદને ગમે ધામ, ગોકળીયું.
કહે કવી પીંગળ સુરતી છે મંગળ,
મારા રૂદીયામાં વસો તો મારે શું છે બીજું કામ, ગોકુળીયું.

## ભજન ૨૨

શ્રી રણુછોડરાયકી જે સદ્‌ગુરૂ દેવકી જે

જો તું પુરાણુ પઢેરે અઢાર; જો તું શીખ સુણે વારંવાર;
જો તું વેદ ભણે મુખચાર, જો તુ ઉપનીષદને ગાવે.
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તુ ભગવા કરે બ્રહ્મચારી, જો તુ નીકટ ન લાવે નારી.
જો તુ દુધ પીએ દુધધારી, જો તું સંસાર સ્વપ્ને ગુમાવે.
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તું જળ સીંચે શીવલીંગે, જો તુ પુશ્પ ચડાવે બહુ રંગે.
જો તું ચંદન લેપેરે અંગે, જો તુ કરથી ગાલ બજાવે,
તો એ ભક્તિની તોલે ન આવે.

જો તું પારથી પુજા લેવે, જો તુ નિત્ય નવા નવા સેવે.
જોતું ધુપ બત્તી કરે દેવે, જો તું જળમાં જઇ પધરાવે
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તું મુન ગ્રહેરે મુની, જોતુ જગ્યા પકડે રે સુની.
જો તું અજબ લગાવેરે ધુની, જો તુ સાન કરી સમજાવે.
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તુ બહોત પાળે રે આચારા, જો તુ જુગથી રહેરે ન્યારા.
જો તુ ભોજન કરે એક વારા, જો તુ દીનમાં દશવાર નાહે.
તો એ ભક્તિની તોલે ના આવે,

જો તું કરવત લેવે રે કાશી, જો તુ જુગમાં લેવે રે સાખાશી
જો તું સદા રહે અપવાસી, જો તું ચૌદ સમાને સમજાવે.
તો એ ભક્તિની તોલે ન આવે,

જોતું દેવળ બંધાવેરે ઠાઠે, જો તુ સરોવર બંધાવે ઘાટે,
જો તું પરબ મંડાવે વાટે, જો તુ વનમાંતે વાવ્ય ખોદાવે,
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તું ધ્યાન ધરે લક્ષ સોળા, જો તું કંચન કરે એક તોળા
જો તું દ્રવ્ય લુટાવેરે બોરા. જો તુ બાંધી તે બેડીઓ છોડાવે
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તું કૃષ્ણુ લગાવેરે નીશા. જો તું જટા વધારે રે શીશા
જો તું ધુની તાપે ચારે દીશા, જો તુ વાઘ ચમર બીછાવે,
તો એ ભક્તિની તોલે ના આવે.

જો તું કાન ફાડી ચક્રદવારે, જો તુ તીરથ ભટકેરે બાહારે.
જો તું તુબી લંગોટીને વાળે. જો તું તડ તુબીડ બજાવે,
તો એ ભક્તિની તોલે ના આવે.

એ તો કહેરે કબીર જન સોઇએ, જેને ગુરૂગમ પુર્ણ હોઇએ,
તે નર ભક્તિ કરે નર સોહીએ; જ્યારે પાંચ પકડી ઘેર લાવે,
તારે ભક્તિની તોલે આવે.

---

## ભજન ૨૩

રાધે ગોવીંદા રાધે જય રાધે ગોવીંદા રાધે, રાધે રાધે ગોવીંદા
રાધે ગોવીંદા રાધે, મારા બાળમુકુંદન રાધે- રાધે રાધે૦
ગોપાલ લાલજીને ઘણી ખમા, મારી ગાયો તણા ગોવાળ-
રાધે૦ રાધે૦
રણછોડરાયને ઘણી ખમા, એ તો ભકતો તણા પ્રતીપાલ-
રાધે રાધે૦
પ્રહ્‌લાદજીને કારણે વહાલે સ્થંભમાં પુર્યો વાસ- રાધે રાધે૦
ઝેર હતા તે અમૃત કીધા આપ્યા મીરાને હાથ- રાધે રાધે૦
નરસીંહ મહેતાને કારણે વાલે લીધું વણીકનું રૂપ- રાધે રાધે૦
પંચાળીના વાલે પટકુળ પુર્યા રાખી સભામાં લાજ-રાધે રાધે૦
નામદેવનું વાલે દુધજ પીધું, છાપરૂ છાયું મહારાજ-રાધે રાધે૦
સેના ભગતને કારણે વાલે લીધું નાપીકનું રૂપ- રાધે રાધે૦
રોહીદાસનું તમે શ્રીફળ લીધું, ના જોઈ જાત કે ભા-રાધે રાધે૦
તાતી કઢાઈ તમે શીતળ કીધી, સુધનવાને કાજ-રાધે રાધે૦
દ્વારકાથી વાલો ડાકોર આવ્યા કીધા ભક્તના કાજ-રાધે રાધે૦
ગંગાબાઈના વાલે ગુણ વધાર્યા, સવાવાલે તોળાવ્યા મહારાજ
-રાધે રાધે૦
દાસાજી કેરે કારણે વીઠ્ઠલ માર થયા મહારાજ-રાધે રાધે૦
ગાય શીખે ને સાંભળે તેનો થાશે વૈકુંઠમાં વાસ- રાધે રાધે૦
એવું કહે છે તીલોવનદાસ થાજો હરી ચરણમાંવાસ-રાધે રાધે૦

---

## ભજન ૨૪.

નહીરે વીસારૂ હરી. અંતરમાંથી નહીરે વીસારૂ હરી
આડે મારગ જાતા ને વળતાં, અમુલખ વસતુ જડી—અંતર
નદી જુમનાના જળ ભરવાને જાતાં
શીર પર મટુકી ધરી.— અંતર
પીળા પીતાંબર જરકસી જામાં
કેશરી આડ કરી— અંતર
મોર મુગટને કાને કુંડળ
મુખપર મોરલી ધરી— અંતર
રાણી રૂક્ષમણીના મહેલ તજીને
કુબજાને રાણી કરી— અંતર
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ
વરતો વીઠ્ઠલને વરી— અંતર

## ભજન ૨૫.

કાનુડો ન જાણે મારી પ્રીત; બાઈ અમે બાળકુંવારારે, કાનુડો
જળરે જુમનાના હું તો ભરવાને ગઇતી રે,
કાનુડે ઉડાડયા આછાં નીર, ઉડયાં ફરરરરે, કાનુડો
જુમના ને કાંઠે વાલે રાસ રચ્યો છે રે,
સોલસે ગોપીમાં ઝાલ્યા ચીર, ફાટયાં ફરરરરરરે, કાનુડો
હુંતો વેરાગણ કાના તમારા રે નામની રે,
કાનુડે તાણીને માર્યા તીર, વાગ્યાં અરરરરરે, કાનુડો
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વાહાલા,
કાનુડે બાળીને કીધા ખાખ ઉડી ફરરરરરરે, કાનુડો,

## ભજન ૨૬.

### શ્રી કૃષ્ણ જન્મનો ગરબો.

આનંદ સાગર ઉલટયોરે લોલ (૨) શ્રી વસુદેવ દેવકીને દ્વારજો
પ્રગટાયા શ્રીકૃષ્ણ મન ભાવતારે લોલ

આઠમ સાવણ વદીરે લોલ (૨) રોહીણી નક્ષત્ર બુધવારજો
પ્રગટયા૦

પીળા પીતામ્બર પેહેરીયાંરે લોલ (૨) ઓઢયા ઉપરણા સારજો
પ્રગટયા૦

ભાલે તિલક મૃગમદ તણારે લોલ (૨) કુંડળ ઝળકે છે કાનજો
પ્રગટયા૦

ચારે ભુજાએ આયુધ ધર્યાંરે લોલ (૨) સંખ ચક્ર ગદા
પદ્મજો પ્રગટયા૦

નાકે નવે સર સોભતારે લોલ (૨) ચુની છે લાલ ગુલાલજો
પ્રગટયા૦

અધર ઉપર મોતી ઢળકતારે લોલ (૨) હુપચીએ હીરલાની
કાન્તીજો પ્રગટયા૦

બાહે બાજુબંધ બેરખારે લોલ (૨) પોચી છે રત્ન જડાવજો
પ્રગટયા૦

હાથે સોહે છે રૂડી મુદ્રીકારે લોલ (૨) ઉરગજ મોતીના
હારજો પ્રગટયા૦

કેડે સોહીયે કટી મેખલારે લોલ (૨) ચરણે ઝાંઝરનો ઝમકારજો
પ્રગટયા૦

એવા પ્રભુને નીરખતાંરે લોલ (૨) દુઃખ ગયા છે સર્વે દુરજો
પ્રગટયા૦

વસુદેવ દેવકીજી હરખીયાંરે લોલ (૨) નિરખ્યા શ્રી મુખ
સરૂપજો પ્રગટયા૦
આવા પ્રભુને કયાં રાખસુરે લોલ (૨) કોપ્યો છે કંસરાય
ભુપજો પ્રગટયા૦

પછી કૃષ્ણએ નંદજીને ઘેર લઇ જવા કહ્યું પછી ત્યાં
મુકી આવ્યાં ત્યાં જસોદાના પડખામાં સુતા પછી

જાગ્યાં જસોદાજી તે સમેરે લોલ નિરખ્યાં શ્રી સુદીરશામજો
પ્રગટયા૦
નંદજી અતી ગણુ હરખીયાંરે લોલ (૨) આપ્યા છે રત્ન કેરાં
દાનજો પ્રગટયા૦
ઘેર ઘેર તોરણ બાંધીયાંરે લોલ (૨) માનુની મંગળ ગાયજો
પ્રગટયા૦
હળધર દહીં ઘૃત દુધનીરે લોલ (૨) મચી છે ત્યાં કઈ
કીચજો પ્રગટયા૦
તાળી પાડે ને ફરે કુદડીરે લોલ (૨) નાચે છે સૌ નરનારજો
પ્રગટયા૦
બ્રહ્મા માહાદેવ મુની દેવતારે લોલ (૨) બોલે છે જયજય
કારજો પ્રગટયા૦
દેવના તે દુંદુભી વાગીયારે લોલ (૨) વરસે છે કુંસુંમ
અપારજો પ્રગટયા૦
એ સુખની સોભા શી કહું રે લોલ (૨) કહેતા ન આવે
પારજો પ્રગટયા૦
શ્રીવલભ ચરણ પ્રતાપથીરે લોલ (૨) વલ્લભદાસ બલીહારીજો
પ્રગટયા૦

### ભજન ૨૭.

મુજે દે દરસન ગીરધારીરે
તારી શામળી સુરતપર વારીરે— મુજે
જુમના તટ હરી ધનુ ચરાવે
મધુર મધુર સ્વર બેન બજાવે
કાંધે કામળીયાં કાળી રે— મુજે
મોર મુગટ પીતાંબર સોભે
દેખરૂપ મુની ગણુ મંનમોહે
કુંડલકી છબી ન્યારીરે— મુજે
વંદ્રાવંનમાં રાસ રચાવે
ગોપ ગોપીકા સંગ મીલ ગાવે
નેપુર કી ધુન પ્યારી રે— મુજે
ભક્ત હેત હરી રૂપ બનાયા
બ્રહ્માનંદ મોરે મંન ભાગ્યા
પ્રભુ ચરણુ કમળ બલીહારી રે— મુજે

---

### ભજન ૨૮

દીનાનાથ દયાલ નટવર હાથ મારો મુકશોમાં.
હાથ મારો મુકશોમાં; હાથ મારો મુકશોમાં, દીનાનાથ૦
આ મહા ભવસાગ રે, ભગવાન હું ભુલો પડયો છું;
ચૌદ લોક નીવાસ ચપલાકાંન્ત, આ તક ચુકશોમાં, દીનાનાથ૦

ઓથ ઇશ્વર આપની, સાધન વિષે સમજુ નહી હું.
પ્રાણુપાલક પોત જોઈ, સંખ આખર ફુંકસો મા, દીનાનાથ૦
માત તાત સગા સહોદર, જે કહું તે આપ મહારે.
હે કૃપા મૃતના સરોવર, દાસ સારૂ સુકશોમાં, દીનાનાથ૦
શરણુ કેશવલાલનું છે, ચરણુ હરી નામ તારૂ.
અખીલ નાયક આ સમયે, ખોટેમશે પણુ ખુટશોમાં, દીનાનાથ૦

---

ભજન ૨૯.

તારા મનમાં જાણે તે મરવું નથી રે,
જેમ પીપળાના પાનને ખરવું નથી રે— તારા૦
જે ઠેકાણે ઓઢાઢે મંગળ ઘાટડીરે,
તે ઠેકાણે પોઢાઢે તારી ઠાઠડીરે— તારા૦
જે ઠેકાણે વાજીતર તારા વાગીયારે,
તે ઠેકાણે લેવાસે તારા છાજીયારે— તારા૦
તારે વાહાલી વીના કેમ ચાલશે રે,
તેનો ચુડો ભાગીને ઝુણે ઘાલશેરે— તારા૦
જે ઠેકાણે લખીતી કંકોતરી રે
તે ઠેકાણે લખાશે કાળોતરીરે— તારા૦
રૂશીરાજના વચન સત માનજો રે-
ગુણુ હરિના ગાયેલા સાથે આવશે રે- તારા૦

---

### ભજન ૩૦

વાલો પ્રેમને વશ થયા રાજી રે, એમાં શું કરે પંડીતને કાજીરે
મથુરાના વાસી તો ઘેર આવોને, શામળાનો સંદેશો લાવોને,

સાખી.

કરમાનો ખાધા ખીચડો ને વીદુરની ખાધી ભાજી.
જુઠા બોર સવરીનાં ખાધાં, વાલે છપન ભોગ મેલ્યા ત્યાગીરે,
વાલો૦

વીદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યાં, ને કેળાં લાવ્યા બે માગી,
ગર્ભ કાઢીને છાલ ખવરાવી, વાલે તોયે ના જોયું જાગીરે
વાલો૦

ગુણકા હતી તે પોપટ પઢાવતી, ને તેમાંથી લેહે લાગી.
ભગવાન એને સેજે મળ્યા એની સંસારની ભરમણા ભાગીરે, વાલો૦
ભગતની લોક નીંદા કરે. ને જગત થયું છે પાજી.
ભલે મળ્યા મહેતા નરસઈનો સ્વામી, માથે ગીરધર રહયો છે
ગાજીરે, વાલો.

---

કાયા ઉપરથી રેલ બની છે તેનું ભજન.

### ભજન ૩૧

દેખો એ કાયાકી રેલ રેલસે અજબ નીરાલી હે,
સાસધુવા મુખસે હે ઝારી, મોહકી લકડી મીલી હે ભારી. (૨)
તનકા એન્જીન લગાકે જીસમે અગની બાલી હે (૨) દેખો.

પાપ પુન્યકી મીલી હે થાલી, ઉસમેસે અકલ સડક નીકાલી,(૨)
કમકા કાંટા લગ્યા, જીધર જાય, ઉધર ગુમાલી હે. (૨) દેખો
નિયમ ધર્મકા પીંડયા બનાકે, સતકા લઠ્ઠા ખુબ ચડાકે,
જ્ઞાન કમાના જોડ ધ્યાનકી સંકલ જો ડાલી હે- દેખો.
નઝબકા ઘંટા હરદમ મીલતા, ઉસકા ટાઇમ રેલસે મીલતા
કરકા સીંગલ ગીર્યા, રેલ અગ આને વાલી હે- દેખો.
હે મુસાફર કયું દુઃખ ભરતા, રામ નામકી ટાંકી ન લેતા. (૨)
કફકી સીટી બજી રેલ અબ જાને વાલી હે- દેખો
તાર ખબરીયાં હીચકી આઇ, કાલ બદરીયા શીર પછીતાઈ.
રેલભવર છુટ ગયા, પડયા ઇસ્ટેશન ખાલી હે- દેખો.
પ્રીતે પુરશોતમ લે ગાઇ, ભજી લેને જુગજીવન ભાઇ;
સમજ સમજ મનમાંહી મોહકી જાલી ડાલી હે- દેખો.

## ભજન ૩૨.

હરિ વસે હરીના જનમાં
તમે શું કરશો જઇ વનમાં રે, હરી૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો,
પ્રભુ નથી કોઈ અરણ્યમાં રે, હરી૦
કાશી જાવો તમે ગંગાજી નાહો.
પ્રભુ નથી પાણી પવનમાં રે, હરી૦
જોગ કરોને તમે જગન કરાવો.
પ્રભુ નથી હોમ હવનમાં રે; હરી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ.
હરી વસે હરીના જનમાં રે, હરી૦

### ભજન ૩૩

પ્યારા લાગો છો રઘુવીર મોરી સજની,
વાલા લાગો છો રઘુવીર મોરી સજની- પ્યારા.
રામજીકો સોહિયે કેસરીયા વાગા,
સીતાજીકુ દક્ષણી ચીર મોરી સજની- પ્યારા.
છોટે છોટે તીર કે સે છોટી ધનુશ્યા
છોટેસે લક્ષ્મણ વીર મોરી સજની- પ્યારા.
સરજયુ કે તીરે અજોધ્યા નગરી
ચોકી પે હનુમંત વીર મોરી સજની- પ્યારા.
તુલસીદાસ ભજો ભગવાના,
ભાગે જનમની ભીડ મોરી સજની- પ્યારા.

---

### ભજન ૩૪.

દેખો સખી વૃંદ્રાવંનકી કુંજમે હરી નાચે નંદકુમાર
મોર મુગટ સીર ઉપર સોહે ગલે ફુલનકો હાર
પીતાંબર કટી બીચબીરાજે મોરલી અધર સુધાર દે૦
વીણા તાલ મૃદંગી બાજે બાજે ઝાજ સીતાર
છન છન છન નીપુર બાજે કર કંકણ ઝણકાર— દે૦
સખીયાં કે સંગ રાધા નાચે નાચે વ્રજની નાર
ગ્વાલ બાલ શબ મીલકર નાચે કરકર કે સીગાર દે૦
જલચર મોહયા થલ ચર મોહયા મોહયા સબ સંસાર
બ્રહ્માનંદ મુનીસ્વર મોહયા બનસી ધુન નીરધાર દે૦

---

## ભજન ૩૫

ના વિશારશોરે રૂડા રૂદીયામાંના રામ.
મારી કાયાના વિશ્રામ— ના વીશા૦
હરતાને ફરતાં ધંધો કરતા લેજો હરીનુ નામ.
આ મુખે હરીના ગુણ ગાતા૦ શુ બેસે છે દામ—ના વીશા૦
ચરણ આપ્યા ચાલવાને સાંભળવાને કાન.
નયન આપ્યા હરી નીરખવા, નીરખો સુંદીર શામ—ના વીશા૦
વારે વારે કહું સમજાવી આપણુમાં એ ભુલ.
મોંઘો આ મુનશ્યા દેહ મળીયો તકના ખોશો અમુલ—ના વીશા૦
સગા સહોદર સુખના બેલી દુઃખમાં ન આવે કોઇ.
થનાર હોય તે થયાજ કરશે હરી કરે તે હોય—ના વીશા૦
રામદાસ કહે રામને ભજતા નર નારી એક ધામ.
અડધે વચને ગુણકા તારી તેને આપ્યું વેમાન—ના વીશા૦

## ભજન ૩૬

હરીવણુ વાય છે રે હો વનમાં, તેનો મોહ લાગ્યોરે મારા તનમાં
ચીતડામાં ચટપટી રે હો લાગી, જીવણુ જોવાને હું જાગી, હરી૦
રસીયાજીને રેહો રાગે, વ્યાકુળ કીધા છે વૈરાગે.
ગમત ભુલીરે હોઘરની, વનમાં બનસી વાગી વેકુની, હરી૦
ધીરજ ટલીયું રેહો ધ્યાને, કાંકણુ નેપુર પહેર્યા કાને,
સેથે કાજળ રે હો સાર્યા ઘરના બાળકને વીસાર્યા હરી૦
પ્રીતે પરવશ રે હો કીધાં, લજ્જા લોપી મન હરી લીધા.
કંઇ કંઇ વાર્યા રે હો કંથે, પ્રભુજીને મળવા ચાલ્યા પંથે૦ હરી૦
તીભોવન નીરખ્યાં રે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને
વાલમ જોયારે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યા મનમાં.

### ભજન ૩૭.

તેરી સરણુમે આય કે ફીર આસ કીસકી કીજીએ
ફીર આસ કીસકી કીજીયે ફીર આસ કીસકી કીજીયે-તેરી.
નહી દેખ પડતા હે મુજે દુનીયામે તેરી શાનકા
ગંગા કીનારે બેઠકે કેમ કુંપ કાજળ પીજીએ— તેરી.
હરગીજ નહી લાયક હુ મેં ગર ચે તેરે દરબારકા
મેરી ખતાકો માફ કર દીદાર અપના દીજીયે તેરી.
પતીત પાવન નામ સુણકર મેં સરણુ તેરી પડયા
સફલકર ઈસનામકો અપનામુજે કરલીજીયે— તેરી.
મીલતા હે બ્રહ્માનંદ જીસકો નામ લેને સહી
એસે પ્રભુકો છોડ કર ફીર કોણસે હીત કીજીયે— તેરી.

---

### ભજન ૩૮.

ગાફીલ તુ સોચ મનમે હરી નામ કયું વિસર્યા
સુણતા નહી બજે હે, સીરકાલકા નગારા— ગાફીલ.
જોબન ભરી હે નારી, દીલકો લગે પીયારી
જબ મોતકી તઇયારી, તુજસે કરે કીનાર- ગાફીલ.
ઘર માલ ધન ખજાના, સંગમે કોઈ ન જાના
કયું દેખકે લુભાના, સબજુઠ હે પસારા- ગાફીલ.
સુદીર હે દેહ તેરી. હોવે ભસમકી ઢેરી
પલકી લગે ન દેરી, વીરથા કરે વિચારા- ગાફીલ.
માયા કે જાલ માહીં, મુરખ રહયા ફસાઇ
બ્રહ્માનંદ મોક્ષ પાઈ, ચરણોમે દે બસેરા- ગાફીલ.

## ભજન ૩૯.

રામ રતંન ધન પાયો, મૈયા મેંતો રામ રતંન ધન પાયો.

સત સંગત સત ગુરૂની કીપાએ,
ભાગ્ય બડો બની આયો— મૈયા મેતો.
ખરચ્યો ના ખુટે વાકો ચોર ન લુટે
દીન દીન હોત સવાયો— મૈયા મેતો.
નીર ન ડુબે વાકો અગની ન ઝારે.
ધરણી ભર્યો ન સમાયો— મૈયા મેતો.
નામકી નાવ ભજનકી બતીયાં
ભવ સાગરસે તાર્યો— મૈયા મેતો.
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણુ
ચરણુ કમળ ચીત લાયો— મૈયા મેતો.

## ભજન ૪૦.

આવ્યા શ્રી ગોકુળ તારવા, છબીલો લાલ;
આવ્યા શ્રી ગોકુળ તારવા.
વસુદેવ દેવકી ઘેર જન્મ લીધો છે
નંદજીની ગૌધેન ચારવા— છબીલો.
માસી તે પુતનાના પ્રાણુજ લીધા
મામા તે કંસને મારવા— છબીલો.
ટચલી આંગળીએ વાલે ગોવર્ધન તોળ્યો
ઇંદ્રનો માન ઉતારવા— છબીલો.
વંદ્રા તે વંનની કુંજ ગલનમેં
ગોપીઓને રાસ રમાડવા— છબીલો.
વલ્લભના સ્વામી પ્રભુ રસીક સીરોમણી
ભુમીનો ભાર ઉતારવા— છબીલો.

## ભજન ૪૧.

તમે સાચુ બોલોને મારા શામ, અબોલડા શાને લીધારે;
તમે એક વાર બોલો માહારાજ, અબોલડા શાને લીધારે.
એવો શો છે અમારો વાંક, અબોલડા શાને લીધારે;
બળી પાતાળે આપીઓરે, આપ થયા છડીદાર— અબોલડા.
રામા અવતારે રાવણ રોળીઓરે, આપ્યું વિભીક્ષણને રાજ.
—અબોલડા.
હીર્ણાકસ્યપને મારીઓરે, આપ્યું પ્રલાદને રાજ—અબોલડા.
દ્રુપતીના ચીર પુરીઆરે, નવસે નવાણુ માહારાજ—અબોલડા.
નરસઇ મેતાની લજ્જા રાખવારે, શામળશા થયા માહારાજ.
—અબોલડા.
દુધ હતું તે આરોગીઉરે, નામદેવનું માહારાજ—અબોલડા.
દાસ કેશવના સ્વામી શામળારે, અમને ઉતારો ભવપાર.
—અબોલડા.

---

જે ભજનનો રાગ ના બેસે તો ચોપડીઓવાળા ભક્તને પુછો. આ ચોપડીમાં જેટલાં ભજનો છે તેમાંનું એકે ભજન નકામું નહી જાય કારણ કે બધાંએ ભજન અમે ગઇને મુકયા છે.

જો તમારે પુન કરવું હોય તો પુસ્તકનું દાન કરો. લાડવા ખવરાવશો તો આઠ કલાકનુ સુખ. એક રૂપીઆની ચોપડીઓ પુન કરશો તો કેટલા મોઢે ભગવાનનું નામ દેવાશે. એ કેટલી પુન્યી છે. તે વિચાર કરો.

# વહાલા હરીજનોને વીનંતી.

ભકતોની વાણીના ભાગ ૬ તૈયાર થયા છે.

રણછોડજીમાં ગવાતી આરતીઓ, થાળો, હોળીઓ તથા પરભાતીઆની એક ચોપડી જુદી છે.

મળવાનું ઠેકાણું—

લવાર પરસોતમ બલાખીદાસ

ઠે. રાયપુર ભાઉની પોળ સામે—અમદાવાદ.

બીજું ઠેકાણું—

રીચીરોડ લક્ષ્મીવીલાસ હોટલની સામે

ઘડીઆલી કાલીદાસ ગીરધરની દુકાને, અમદાવાદ.

ડાકોરમાં

દર પુનમે રણછોડજીના મંદીરમાં મળશે, તથા

ડાકોરના બજારમાં.

અમદાવાદ—શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.